શ્રી

# ચન્દ્રવિલાસ

## નાટકનાં ગાયનો.



પ્રયોજક તથા પ્રકાશક,

**નૈયર.**



આવૃત્તિ બીજી. પ્રત ૨૦૦૦.



સને ૧૯૨૫, સંવત ૧૯૮૧



કીંમત રૂ. ૦-૪-૦.

# ચન્દ્રવિલાસ.

## નાટકના પાત્રો.

### પુરૂષ વર્ગ.

---

**છત્રસિંહ**—રાજનગરના મૂળ માલીક રાજસિંહને મારી મહારાજા બની બેઠેલો.

**ચન્દ્રકુમાર**—રાજનગરના મૂળ માલીક રાજસિંહનો કુમાર.

**મગનલાલ**—રાજનગરનો એક પ્રમાણિક અને નામાંકિત્ ઝવેરી ગૃહસ્થ

**પ્રાણુલાલ**—રાજનગરનો અત્તરીયો, ઉતાવળીનો ધણી અને દુશીલાના મોહપાસમાં ફસાયેલો વણીક પૂત્ર.

**જયમલ**—રાજનગરના મૂળ માલીકનો સેનાધ્યક્ષ પાછળથી ચન્દ્રની ચડતી ચાહનાર ધાડપાડુનો સરદાર

**કુરસિંહ**—મહારાજા છત્રસિંહનો નિમક હરામ દીવાન

**પૃથ્વીસિંહ**—રાજનગરનો નાયબ દીવાન અને કુરસિંહનો સલાહકાર

**સેનાપતિ**—રાજનગરનો સેનાપતિ

**રતનીયો**—મહારાજા છત્રસિંહના દરબાર ગઢનો એક ગરીબ ખવાસ અને દુશીલાનો વર

**ચંપકલાલ**—ઝવેરી મગનલાલનો મુનીમ

**મંત્રશાસ્ત્રિ**—ઝોડ, ઝપટ, દોરા, ધાગા વીગેરે ઢોંગ કરનાર ભૂવો.

ડૉકટર—રાજનગરનો એક લેભાગુ ડૉકટર

જોષી—રાજનગરનો જોષી

અનઘડ—ધીરીનો છોકરો

સાધુઓ—યાત્રા અર્થે નિકળેલા સાધુની જમાત

રાજ્ય બારોટ—રાજનગરનો રાજ્ય બારોટ

એ સિવાય સરદારો, ચન્દ્રકુમારના માણસો, ધાડપાડુઓ, સિપાઇઓ, સાધુ, ચોપદાર વીગેરે—



## સ્ત્રી વર્ગ.

પરીઓ—મંગલાચરણ કરનાર અપ્સરાઓ

વિલાસ—મહારાજા છત્રસિંહની પુત્રી

સુશીલા—વિલાસની નિમકહલાલ સખી

કુશીલા—વિલાસની સ્વાર્થિ દાસી અને રંતનીયાની વંઠેલ સ્ત્રી

ઉતાવલી-પ્રાણલાલને પાપના ખાડામાંથી બચાવનાર તેની સદ્‌ગુણી સ્ત્રી

ધીરી—ઉતાવળીને દુઃખમાં ધૈર્ય આપનાર એક ભલિ પાડોશણ

સિવાય સખીઓ, કંચનીયો, સાધુડી વીગેરે.



# ચન્દ્રવિલાસ.

## નાટકનો ટુંક સાર.

### પૂર્વ વૃત્તાન્ત.

રાજનગરના મૂળ માલીક રાજસિંહને મારી મહારાજા બની બેઠેલા છત્રસિંહે પાછળથી તેને આજીવિકા તરીકે આપેલ વિશાખાપુરને પણ જપ્ત કરી તેના કુમાર ચંદ્રને કેળવણી લેવા વિદેશ મોકલી આપેલ અને તેને રહેવા રાજનગરમાં એક સાધારણ ઉતારા તથા સાધારણ આજીવિકા બાંધી આપેલી છેવટે દુષ્ટ અધિકારીઓની પ્રબળતાથી તેના મનમાં ચન્દ્રકુમાર દુનિયામાં છે કે નહિ એ પણ ખ્યાલ રહેલ નહિ ઉત્તમ પ્રકારનો વિદ્યાભ્યાસ કરી વસીલાવીના રાજનગરમાં આવી રહેલા ચન્દ્રે બજારમાં બેસતા એક અત્તરીઆ સાથે દોસ્તી બાંધેલ હોવાથી કોઈ કોઈ વખત તેઓ તેની દુકાને બેસી સાંસારિક અનુભવ લેતા ત્યાંથી આ નાટકની શરૂઆત થાય છે.

### અંક પહેલો.

**પ્રવેશ ૧ લો—સ્થળ—રાજનગરની બજાર—**સાધુઓ ભજન ગાતાં ટેલ નાખતા પ્રાણલાલની દુકાને આવી ઉભા રહે છે. પ્રાણલાલ ભોજન ઉપરાંત બીજું આપવા પોતાની અશક્તિ બતાવે છે ત્યાં ચન્દ્રકુમાર આવી સાધુની ઇચ્છા પૂર્ણ કરે છે તેવામાં મહારાજા છત્રસિંહજીની એકની એક લાડકવાઇ કુમારી પોતાની દાસી સાથે પ્રાણલાલની દુકાને અત્તર ખરીદવા આવે છે અને ત્યાં બેઠેલા ચન્દ્રકુમારને જોઈ અનુરાગ બતાવે છે. છેવટ અત્તર ખરીદી ચન્દ્રની જાતભાતથી વાકેફ થઇ પોતાને અવાસે જાય છે.

પ્રવેશ ૨ જો—સ્થળ—રાજનગરમાં પ્રાણુલાલનું ઘર—ઉતાવળીનું પોતાના પતિની રાહ જોતાં નિકળવું તથા આવું દુઃખ બારે માસ સહન શી રીતે થઈ શકે તે માટે અફ્સોસ કરવો, તેવામાં અનઘડનું આવી ઉતાવળીનો વખત ગાળવા માટે નિર્દોષ વાતો કરવી, ઉતાવળીએ આજે તું આટલી મોડી રાત સુધી કેમ જાગે છે એમ અનઘડને પુછવું, અનઘડે જવાબમાં તેની મા ધીરીએ પ્રાણુલાલ દુકાનેથી બહુ મોડો આવે છે, તેથી તમે એકલાં મુંઝાતાં હશો એમ સમજીને મને તમારી પાસે હંમેશાં સૂઈ રહેવાનું કહ્યું છે, તેથી હું આજે તમારી પાસે આવ્યો છું, ઉતાવળીએ અનઘડને પોતાના ઘરમાં લઇ જઈ સુવરાવી દેવો, એટલામાં ઝવરી મગનલાલ રાત્રીને વખતે પ્રાણુલાલને મળવા આવે છે પણ પ્રાણુલાલ ખરાબ ચાલ ચલગતને લીધે હંમેશ ઘેર મોડા આવવાનું ઉતાવળી જણાવે છે. મગનલાલ પોતાના મિત્રની અને તે પણ તેનીજ સ્ત્રીને મુખે નીકળેલી બદબોઈ સાંભળી દીલગીર થાય છે, પ્રાણુલાલ આવ. છે, તેને મગનલાલ સારે રસ્તે ચાલવા સમજાવે છે પણ પત્થર પર પાણી, ઊતાવળી અને મગનલાલ અન્તરના ઉભરા કાઢયા બાદ જાય છે. ત્યાં વિલાસકુંવરીની દાસી દુશીલા દાખલ થાય છે અને ચન્દ્રવિલાસનું મિલન કરાવવા સંબંધી વાતો પૂરી થયા બાદ બે કામી જોડું એક બીજાના સ્વાર્થમાં ગૂંથાય છે વચ્ચે ઉતાવળી કડવાં ઝેર જેવાં વચન કહે છે, તે પણ પાણીની માફક પી જાય છે, અને દુષ્ટ ઇચ્છાઓ બાંધી ખુશી થાય છે.

પ્રવેશ ૩ જો—સ્થળ—વિલાસ કુંવરીનો મહેલ—પ્રેમાળ પ્રતિમાથી વાર્તા વિનોદ કરવા ચન્દ્રકુમાર પ્રાણુલાલ સાથે ગુપ્ત માર્ગે આવે છે અને સાહેલીઓથી છુટી પડેલી કુમારીની આંખથી આંખ મીલાવે છે—પ્રેમ સુધાપાનને પહેલે ઘુંટડેજ મહારાજાનું આગમન વિક્ષેપ પડાવે છે. ચન્દ્રના જવાથી વિલાસ બેહોશ બની જાય છે.

પ્રવેશ ૪ થો—સ્થળ—પ્રાણુલાલનું ઘર—રાજમહેલમાંથી ચન્દ્રકુમાર સાથે ભાગેલા પ્રાણુલાલની ભયને લીધે અવ્યવસ્થિત સ્થિતિ ઉતાવળીએ તેને આપેલો ઉપાલંભ, દુશીલાનું આવવું, ઉતાવળીએ બજારે જવાનું બ્હાનું કાઢી ત્યાંજ છુપી ઉભવું. પાછળથી દુશીલા અને પ્રાણુલાલના દુષ્ટ વિચારો, ઉતાવળીએ મગનલાલને બોલાવવા જવું, પ્રાણુલાલે દુશીલા સાથે દેશ છોડી ભાગી જવા કપડાં વિગેરે બાંધી તૈયાર થવું, મગનલાલે આવી તેને સમજુતી આપવી, પત્થર ઉપર પાણી, ઉતાવળીને ઘર સાચવવાની ભલામણ કરી પ્રાણુલાલનું બેગમપુર તરફ પ્રયાણ.

પ્રવેશ ૫ મો—સ્થળ—રાજનગરમાં ચન્દ્રકુમારનો ઉતારો—વિલાસના વિરહાગ્નિથી બેચેની ભોગવતા ચન્દ્રકુમારને મંત્રશાસ્ત્રિ ડોકટર તથા જોષી વગેરેએ આવી દિલાસો આપવો, તમામના દિલાસા સાંભળી ચન્દ્રે પોતાનો વિચાર જાહેર કરવો, માણસોનું ગભરાવું ઝવેરી મગનલાલનું સાધ્વી વેષે સજ્જ થયેલી સુશિલાને સાથે લઇ ચન્દ્રકુમારની તબીયત સંબંધી તપાસ કરવા આવવું સુશિલાએ ચન્દ્રના માણસોને યુક્તિથી આઘા ખસેડી ખુદ ચન્દ્ર સામી વિલાસની છબી રાખી વિલાસની વિરહવ્યથિત સ્થિતિનું

વર્ણન કરવું, મનમોહીનીની છબી જોઈ ચન્દ્રના ઉન્માદનુશાન્ત થવું અને સુશિલાની સ્તુતિ પુર્વક પ્રાણુલાલ તથા દુશિલાએ દીધેલા દગા સંબંધી થોડું વિવેચન કરી પાછું પ્રિયાના મિલન અર્થે ચન્દ્રનું વિહવળ થવું, સુશિલાએ તેમને આશ્વાસન આપી ઝવેરી મગનલાલની ઓળખાણ કરાવવી અને તેમને ત્યાંજ મળવાનો નિશ્ચય કરીજવું

**પ્રવેશ ૬ ઠો—સ્થળ—પ્રાણુલાલનું ઘર—**ઉતાવળીની પાડોસણ ધીરી સાથે વ્યભિચારી વર સંબધી વિચાર, રડતા છોકરાને છાનો રાખવા ધીરીનું જવું, મગનલાલે આવ પ્રાણુલાલને શોધી સુધારવા માટે ઉતાવળીને સમજાવવી ઉતાવળીએ પ્રથમ આનાકાની કરવી, પરંતુ છેવટ ઘરનો બાકી રહેલ સરસામાન મગનલાલને સુપ્રીત કરી પ્રાણુલાલ પાછળ જવા તત્પર થવું મિત્ર વધુને વિશ્વાસના વચનો કહેતાં આંખમાં આંસુ આવી જવાથી મગનલાલનું વિદાય થવું, ઉતાવળીએ પાડોસણ ધીરીને બોલાવવી. મગનલાલને રોતા જતાં જોઈ ધીરીને સંશય ખુલાસામાં ઉતાવળીએ પ્રાણુલાલ મરી ગયાના અને તેના પાછળ પોતે સતી થવા માટે બેગમપુર જવાનો નિશ્ચય જણાવવો તથા સર્વ સ્વદાન કરવા બ્રાહ્મણને બોલાવવા ધીરીને મોકલવી બ્રાહ્મણને બોલાવવા જતી ધીરી મારફત માઠા સમાચાર સાંભળી પાડોસણોનું રડતાં કુટતાં ઉતાવળી પાસ ખરખરો કરવા આવવું. ઉતાવળીએ સતી થવાના દમમાં ને દમમાં તમામ પાડોસણોને શાન્ત કરી વિદાય કરવી, ધીરીનું બ્રાહ્મણ સહિત આવવું. ઉતાવળીએ પાછી ધીરીને દુશિલાના વરને બોલાવવા

મોકલવી અને બ્રાહ્મણને સંકલ્પ કરાવવા કહેવું, સંકલ્પ કરાવ્યા બાદ પ્રસન્ન થએલા બ્રાહ્મણનુ બીજાના ભુંડામાં પોતાનું ભલું ઇચ્છવું, ઉતાવળીએ આપેલા યોગ્ય ઉત્તર, રતનીયાને લઇ ધીરીનું આવવું, વ્યભિચારિણી સ્ત્રી સંબંધી રતનીયાનો બળાપો, તેને શાન્ત કરી ઉતાવળીએ સારી આશા આપવી, રતનીયાનું પ્રસન્ન થવું અને એ બન્નેનું બેગમપુર જવું.

**પ્રવેશ ૭ મો–સ્થળ–ઝવેરી મગનલાલનો બંગલો–ચન્દ્રકુમાર તથા** વિલાસકુંવરીનું મિલન, માર્મિક વાર્તાવિનોદ, સમાગમની શરૂઆતમાંજ ધાડપાડુઓએ મચાવેલી ધાંધલ, ભયભીત બનેલા મગનલાલે કુમારને ભાગી જવા સુચવવું, ક્ષત્રિ ધર્મને સમજનારા ચન્દ્રે પોતાના બળપર વિશ્વાસ રાખી નિર્ભયતા બતાવવી, ધાડપાડુઓએ અચાનક પ્રવેશ કરી કુંવરી કુંવર તથા મગનલાલને કેદ કરવાં.

ટેબ્લો.



# અંક ૨ બીજો

પ્રવેશ ૧ લો—સ્થળ—ધાડપાડુઓનું ગુપ્ત રહેઠાણ—ધાડપાડુઓને હાથ સપડાએલ ત્રિપુટીમાંથી ચન્દ્રકુમાર તથા વિલાસકુમારીનુ અચાનક આવી પડેલી આફત સંબંધી પરસ્પર વિવેચન પ્રેમનું સ્વરૂપ તેનો કઠિન માર્ગ અને તેમાં લેશ પણ વિહ્વળ ન થવા ચન્દ્રના વિલાસ પ્રત્યે ઉત્તમ ઉદ્દગાર, બાદ ધાડપાડુઓનુ ઝવેરી મગનલાલને મારતાં કુટતાં આવવું. વિલાસનો ખેદ, ચન્દ્રનું શૌર્ય મગનલાલે ધાડપાડુઓને કરેલ પ્રશ્ન અને તેમાંથી અંકુરિત થયેલું શુભ આશાનુ બીજ, ધાડપાડુઓનુ ચન્દ્ર કુમારના વડવાઓના નિમકહલાલ માણસો તરીકે પ્રસિદ્ધ થવું અને ચન્દ્રને ઓળખવાથી પોતાના અપરાધની ક્ષમા માગી તેમને દરેક રીતે સહાયભુત થવા દ્રઢ સંકલ્પ થવું—ચન્દ્રકુમારનુ તેમના એક આગેવાન માણસને સાથે લઇ વિલાસ તથા મગનલાલ સહિત હોડીમાં બેસી રાજનગર તરફ રવાના થવું.

પ્રવેશ ૨ જો—સ્થળ—બેગમપુર નજીકનું જંગલ—રતનીયાને સાથે લઈ પ્રાણલાલની શોધમાં નીકળેલી ઉતાવળીના રતનીઆ સંબંધી વિચાર, જેમ દુશીલા પ્રાણલાલના પ્રેમપાશમાં બંધાણી તેમ ઉતાવળી પોતાની અર્ધાંગના બની જશે એવી વ્યર્થ આશામાં નીકળેલા રતનીઆની કમબખ્તી બન્નેના સવાલ જવાબમાં હાસ્ય પંથના પરિશ્રમથી રતનીઆનું નિદ્રાવશ થવું, કોઈ સાધુ તથા સાધુડીનું આવવું અને તેઓનું પણ થાકને લીધે એજ સ્થળે રાત્રિ ગાળવા રોકાવું સાધુના સુઈ રહેવા

બાદ ઉતાવળીએ સાધુડીને આશ્વાસન આપી પોતાના કપડાં તેણીને પહેરાવવાં અને પોતે સાથે લીધેલ જોગીનો વેષ પહેરી રતનીઆને ઠોકર મારવી-જાગેલા રતનીઆએ અદ્રશ્ય થયેલી ઉતાવળીને ગોતવા ફાંફાં મારવાં ત્યાં સાધુડીનું તેની નજરે ચડવું, કપડાં ઉપરથી એજ ઉતાવળી છે એવા નિશ્ચયપર આવેલા રતનીઆએ સાધુડીપર ઉપાડેલો હાથ અને તેને પરીણામે સાધુ સાથે થયેલો ઝઘડો ઉતાવળીએ બાલ યોગી રૂપે સહુની વચ્ચે પડી સમાધાન કરવું અને રતનીઆને પોતાનો ચેલો [રતનદાસ] થવાનું કબુલ કરાવી બેગમપુર તરફ રવાના થવું રતનીઆનુ " अतोभ्रष्टस्ततोभ्रष्ट " એ કેહેવત મુજબ ઉતાવળી સંબંધી બળાપો કરતા બાળ યોગી સાથે જવું.

**પ્રવેશ ૩ જો-સ્થળ-મહારાજા છત્રસિંહનો ખાનગી અવાસ—** વિલાસપર આશક અને તેને લીધે કેટલીએક આશાઓ બાંધી બેઠેલા દિવાન ક્રૂરસિંહના દુષ્ટ વિચાર અને તેમાં નાયબ દિવાન પૃથ્વીસિંહજીનું હાજીયાપણું ક્રૂરસિંહે સુશિલાને બોલાવી વિલાસ સંબંધી વિચારો પૂછવા સુશિલાએ એ બાબતમાં પોતાની અજાણુતા બતાવવા તેના તરફ ક્રૂરસિંહની ક્રૂરતા, સુશિલાનું ધૈર્ય, મહારાજા છત્રસિંહનું આવવું અંને તેઓએ સુશિલાને નિર્દોષ સમજી ક્રૂરસિંહને શાન્ત થવા સુચવવું, ક્રૂરસિંહનો બળાપો છત્રસિંપે સુશિલાને સત્ય હકીકત કહેવા આગ્રહ કરવો સુશિલાએ ગોળમટોળ ખુલાસો કરવો ત્યાં મગનલાલ ઝવેરીનું આવવું અને તેણે જે દીવસે પોતાને ત્યાં ધાડપડી તેજ દીવસે કુવરી સાહેબને ઉપાડી જતો ધાડપાડુઓ સાથે મારામારી

કરતાં પોતાની દુર્દશા થયાનું જાહેર કરવું. કુંવરી સહિસલામત આવી પહોંચ્યાના સમાચાર સાંભળી મહારાજાને થયેલો હર્ષ અને તેઓએ માનેલો મગનલાલનો ઉપકાર.

**પ્રવેશ ૪ થો—સ્થળ—બેગમપુરામાં બાળ જોગીનો ઉતારો—** બાળજોગી તથા રતનીયાની દુશિલા સંબંધી વાતચીત દુશિલાનું બાળયોગી પર આશક થવું અને પ્રાણલાલને પાણીચું પકડાવી બાળયોગીના ઘરમાં બેસવા તત્પર થવું રતનીઆની નિરાશા, પ્રાણલાલને સુધારવા તથા દુશિલાને રતનીઆના ઘરમાં દાખલ કરવા બાળયોગીરૂપે ઉતાવળીની અજાયબ યુક્તિ પ્રાણલાલની દુશિલા માટે દોડાદોડ, બાળ યોગી (પોતાની ઓરત) રૂબરૂ તેનો પશ્ચાત્તાપ બાળયોગીએ આપેલું શાન્ત્વન, દુશિલાને મળવા પ્રાણલાલની આતુરતા.

**પ્રવેશ ૫ મો—સ્થળ—રાજનગર પાસેનું જંગલ—**વિલાસકુમારીની ચીઠ્ઠી આવતાં તેમને મળવા ચન્દ્રકુમારનું જયમલ સાથે નીકળવું, ઝવેરી મગનલાલે આપ આ વખતે ક્યાં પધારો છો ? વગેરે પુછવું, જવાબમાં ચન્દ્રકુમારે વિલાસની ચીઠ્ઠી વંચાવવી, મગનલાલની વિહવળતામાં વધારો અને તેણે સમયાનુસાર આપેલી કેટલીએક સુચના ચન્દ્રકુમારની નિર્ભયતા, દરબારી પ્હેરેગીરોની બાબતમાં જયમલે ખુલ્લો પાડેલો ભેદ, સૈનિક માણસો દરેક પોતાના જ હોવાથી કુમાર તથા મગનલાલની નિશ્ચિંતતા, મગનલાલે જયમલની સ્વામી ભક્તિની કરેલી સ્તુતિ કુમારનો સંકેત સ્થળ જવા નિશ્ચય મગનલાલે આપેલી ભલામણ.

પ્રવેશ ૬ ઠો—સ્થળ—વિલાસ કુંવરીની ગૃહવાટિકા—ચન્દ્રના પ્રેમમાં પરવશ બનેલી વિલાસને સખી સુશિલા સાથે વાર્તાલાપ વિરહિણી વિલાસને છતે પ્રકાશે જણાતો અન્ધકાર અને સુખમય પદાર્થોથી પ્રકટ થતું દુઃખ ચન્દ્રકુમારનું આવવું વિલાસનો નો વિવેક, પ્રેમી ચન્દ્રનું નિડરપણું પોતાને સાથે લઈ જવા ચન્દ્ર આગળ વિલાસની આજીજી, લોકલજ્જાથી ડરતા ચન્દ્રે તેમ નહિ કરવા અને ધીરે ધીરે ધારેલું કાર્ય સિદ્ધ કરવા સુચવી વિદાય માગવી, પ્રેમી યુગ્મના પ્રશ્નોત્તર, સુશિલાનું ગભરાયેલી સ્થિતિમાં આવવું, ચન્દ્રનુ ભાગવું, ક્રૂરસિંહ તથા મહારાજાનું બન્દુકના ફેર કરતા આવવું, વિલાસનું ગભરાવું.

## ટેબ્લો.



## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો–સ્થળ મહારાજાના મહેલ નીચેનું ભોંયરૂં–પિતાને** હાથે કેદ પકડાયલી વિલાસે પ્રભુની સ્તુતિ પૂર્વક વિશ્વેશ્વરની માયાનું વિવેચન કરતાં વ્યથિત અવસ્થાએ વ્હાલા ચન્દ્રના ધ્યાનમાં નિમગ્ન થવું સુશીલાએ કદી મહારાજા આવી કાંઇનું કાંઈ કરી બેસે માટે જાગૃત રહેવા દ્રઢ વિચાર કરવો એટલામાં મહારાજા છત્રસિંહે પ્રવેશ કરી સુશીલા તરફ અત્યંત તિરસ્કાર બતાવવો, તથા ત્યાંથી ચાલ્યા જવાનું કહેવું, સુશીલાએ મહારાજાનો હેતુ સમજી મગનલાલને કોઇપણ બહાનેથી ભોંયરામાં પહોંચાડી આપી મહારાજાને સ્ત્રી હત્યા તથા બાળ હત્યાનાં થતા પાપમાંથી બચાવવા સમય સૂચકતા વાપરવા ત્યાંથી ચાલ્યા જવું, મહારાજાએ કુંવરી તરફ અત્યંત ક્રોધ તથા તિરસ્કાર બતાવવો અને તેનો સંહાર કરવા ઉદ્ધત થવું તેવામાં સુશીલાએ સમયસુચકતા વાપરી મોકલેલા ઝવેરી મગનલાલે આવી મહારાજાને આમ સાહસ કરતાં અટકાવવા. અને તેઓને સત્યાસત્યનું ભાન કરાવવા ક્રૂરસિંહનું કાવત્રુ નજરે જોવા આગ્રહ કરવો, મહારાજાએ મગનલાલ સાથે છૂપાઈ રહેવું ક્રૂરસિંહનું આવવું મહારાજાને આશ્ચર્ય ક્રૂરસિંહે પોતાના પ્રેમને કબુલ કરાવવા વિલાસ પ્રત્યે વાપરેલી યુક્તિઓ વિલાસના જુસ્સાદાર જવાબથી તેની નિસ્ફળતા કુટિલ ક્રૂરને મારવા તૈયાર થએલા મહારાજાને મગનલાલે અટકાવવા એજ અરસામાં ચન્દ્રકુમાર તથા જયમલે સામેની દિવાલ તોડી ક્રૂરસિંહને ગોળીથી ઠાર કરવો, મહારાજાને વિશેષ આશ્ચર્ય.

**પ્રવેશ ૨ જો–સ્થળ–શાહનગરમાં ભાડુતી મકાન**—બાળ યોગી (ઉતાવળી) ને વરવા તત્પર થયેલી દુશિલા સાથે રતનદાસનો હાસ્યજનક સંવાદ સાધુ સ્વરૂપે રહેલ પોતાના પતિને નહિ પિછાણી દુશીલાની દુષ્ટતા,

**પ્રવેશ ૩ જો–સ્થળ–મહારાજા છત્રસિહનું એકાન્ત ભુવન**—જનાનાની દીવાલો તૂટવાથી મહારાજા છત્રસિંહને ઉદ્દભવેલાં વિવિધ વિચારોમાં પ્રધાન સબંધી પશ્ચાતાપ તથા ચન્દ્ર સબંધી ચિન્તા અને એજ ચિન્તાથી વિહવળ બનેલા મહારાજાએ ઝવેરી મગનલાલને બોલાવી આશ્ચર્યના નિર્વાણ માટે કરેલા પ્રશ્ન, મગનલાલે જાહેર કરેલી ચન્દ્ર તથા તેના સહાયકોની અજબ સત્તા છત્રસિંહને શંકા અને એ શંકાનું ચન્દ્રની હાજરીમાં તેના માણસોએ હથિયાર સહિત મહારાજાપર હુમલો કરી–કરી આપેલું સમાધાન; ચન્દ્રકુમારે કરેલો મહારાજાનો બચાવ.

**પ્રવેશ ૪ થો–સ્થળ શાહનગરમાં ભાડુતી મકાન**–રતનીયાના હાસ્ય સાથે દુઃશિલાને કૃત્રિમ પ્રેમ બતાવી બાળયોગીએ જમાવેલી યુક્તિ અને પ્રાણુલાલને કરાવેલું દુઃશિલાનું મિલન, દુઃશિલાએ પ્રાણુલાલ તરફ બતાવેલો તિરસ્કાર અને તેથી કંઈક વૈરાગ્ય પામેલા પ્રાણુલાલે કરેલું પોતાની સ્થિતિનું યથાર્થ બ્યાન બાલયોગીએ તેને આપેલું ધૈર્ય અને પોતે યોગ દ્વારાએ ઉતાવળીનું સ્વરૂપ ધારણ કરી પ્રાણલાલને પ્રસન્ન કરવો અને દુઃશિલાએ પણ

પોતાના સાચા પતિ રતનીઆના હાથમાં પોતાનો હાથ ધરવો ઉતાવળીએ પ્રાણલાલને સુધારવા કરેલી પ્રતિજ્ઞાની પૂર્ણતા સાથે રતનીઆની બગડી ગયેલી બાજીનું સુધરવું.

**પ્રવેશ ૫ મો–સ્થળ–મહારાજા છત્રસિંહની કચેરી**–ચન્દ્રકુમારની ખરી હકીકતથી વાકેફ થએલા વૃદ્ધ રાજા છત્રસિંહે જાહેર દરબાર ભરી ચન્દ્રકુમારને રાજગાદી સુપ્રીત કરવી અને પોતાની કુંવરી વિલાસને પ્રેમપુરસર તેની સાથે પરણાવવી: પ્રેમી યુગ્મને સહાય આપવામાં છેવટ સુધી અડગ રહેનાર ઝવેરી મગનલાલને પ્રધાનપદની પ્રાપ્તિ થવી અને નીમકહલાલ જયમલને સેનાપતિ તરિકે નિયત કરવાની ખુદ મહારાજાએ બતાવેલી ઇચ્છા. ગાનતાન.

સત્ય પ્રેમનો સંપૂર્ણ વિજય

જેનું હતું તેને મળ્યું અને પ્રેમીયુગમનું આશાતરૂ ફળ્યું



# શ્રી
# ચન્દ્રવિલાસ નાટકના ગાયનો

## અંક પહેલો.

### ઈશ્વરસ્તવન.

અપસરાઓ— ૧

આનંદ મંગળ, ત્યાં જયહાં, શુભ નય છે
જયહાં શુભ નય છે, ત્યહાં વિજય છે
જેણે સ્થાપીએ રીતિ અનાદી
એને ભજનારા નિરભય છે
વંદુ એ વિશ્વંભરને જે
પાપીતણો કરનાર પ્રલય છે

સાધુઓ— ૨

સંતો ધ્યાન પ્રભુનું ધરવું
છે આખર શિરપર મરવું
રાગી રડે છે રાગ તાણીને, એ રાગે દિલ ડરવું
ત્યાગ તુંબડા વિના બને નહિ, ભવસાગરથી તરવું
સકળ વાસનાને સળગાવી વિશ્વે અભય વિચરવું
ભરવું પેટ સદા ભિક્ષાએ, જ્ઞાન મેળવી ગરવું,

વિલાસ-સુશીલા— ૩

અત્તરો ખરીદવાને આવીયા કુલીન કુમારી
વ્હાલતણાં બીજ ઉરે વાવીયાં,
જાતું નથી રૂચતું અહીંથી દુલહીનને
વારિનો વિયોગ ગમે કેમ કરી મીનને
નયનોને તાલમાં નચાવીયાં
શી રીતે સુહાગ રહે, હેમના શીશા વિના
પ્રેમીને સૂજે ન કાંઇ પ્રેમની દિશા વિના
ચાલાકે જાદુ ચલાવીયાં
વ્હાલતણાં બીજ ઉરે વાવીયાં,

મગનલાલ— ૪

ધિઃક લજાવી માતુ તારી તજી નિતી
નથી ભિતી કરી રહ્યો કૃત્યો ભારી
નીચ જારી,
નારી શ્રેષ્ઠ સુભગા દુભાવી, નીચ સંગી
મળી દુષ્ટ નારી ભૂલ્યો અવીચારી
વાણી આ મેં બળતાં ઉચ્ચારી, સત્ય અંતે
થશે ખૂબ ખ્વારી વ્યભિચારી તારી
કાપો કષ્ટ દયા દીલે ધારી અવીનાશી
ધર્મપંથે દોરી હેતે લ્યો ઉગારી,

**પ્રાણલાલ—** ૫

**ઉતાવળી—**તારા જેવું સુખ ઉતાવળીથી

**દુશીલા—**મને ન મળવાનું દુશિલા મને ન મળવાનું
માફે એ પેલા ગુલામડામાં, કશું ન વળવાનું
રસીલા કશું ન વળવાનું
કુંવરીનું કામ કરી દેશું ખુશીથી
લેશું રૂપીઆ એક લાખ દુશીલા લેશું
પ્હેરશું ઓઢશું ખાશું પીશું અને
મારીશું પ્રેમ ભરી આંખ, પરસ્પર મારીશું
રહેવાની તારા નશીબમાં રાખ
આવી ક્યાંથી રંડા
દેવા દેને દંડા
હોંશ થયા થડા,
તારૂં પાપ ઝંડા
તારા જેવું સુખ ઉતાવળીથી,

**વિલાસ સખીઓ—** ૬

હાંરે ઉગ્યો પૂર્ણ ચન્દ્ર ચન્દ્રિકા પ્રસારતો મારે મંદિરે
હાંરે અલી ગુપ્ત મોહમંત્રને ઉચ્ચારતો મારા મંદિરે
ધુનિદરાજ તદ્દપિલાજ, રાહુથી હિમ્મત હારતો
યાદ ધરીને, પ્રેમી ચકોરના, ઠીક સદા દ્રગ ઠારતો
વાસ શાન્તિનો વિલાસને વધારતો મારે મંદિરે
હાંરે તાપ અંતરના નેહથી નિવારતો
હાંરે કાન્ત વિપ્રયોગીને કમોતે મારતો
ચોરની પેઠે જાલાન્તરેથી ધીરે ધીરે પદ ધારતો
વાસ શાન્તિનો વિલાસને વધારતો મારે મંદિરે

વિલાસ સખીયો— ૭

જાણી તારી રીત અલબેલી પતિ વિણુ તું છે પીડાતી રસવેલી
વિરહ તાપે તપાય છે નવેલી
સાહેલી તારા અંત્તરની પીડા સહુ જાણી
પ્રેમે પીડાણી છું બ્હેની, ફળશે કયારે ઇચ્છા મારી
ધીરી થાતું અધીરી એની
કરશે શાન્ત રસીયો રંગરેલી
હવે જઇએ છીએ
જવાય છે

પ્રાણુલાલ દુશીલા— ૮

પ્રાણુ વ્હેલા પધારજો હું જાઉં છું હવે
આંહી રહેવાથી હુંએ મુંઝાઉ છું હવે
બોલ તું માટે ચીજ શું શું લાવું હું હવે
ખાવા પીવાનું ખૂટે નહિં
નાણું ન રાખો બાકી અહિં
સોનું રૂપુ વસ્ત્રો સારાં લેજો પ્યારાં હાં.

પ્રાણુલાલ ઉતાવળી— ૭

મૂકી જાવું પરંગામ બસ આમ
ધનધાન ઠામ, તારે ભરાંસે તમામ,
ફરી આવે ત્યારે ન રહે કાંઈ નામકે નિશાન
બોલો બીજું શું છે કામ
આડી આડી કાં વાણી ઉચારે
બીજું ઘર કરવું છે મારે

હવે ન દે દાહપર ડામ
તમે જાઓ બેગમને લઇ દઇ બેગમપુરના બાલા
શોધી વર હું શાહનગરમાં આનંદ લૂટીશ આલા
બક આમ કેમ બે કામ

**ચન્દ્ર સુશીલા—** ૧૦

સ્મરણુ આપનું ક્ષણુ ક્ષણુ કરે શ્યામ વીરહિણી
સુંદર શ્યામ વીરહિણી
કામના જ્વરથી એ પણુ આપ સમાન બિમાર બની
આહ ઉચારી તમારી જુએ છે, રાહ ભલી રમણી
કૃશ છતાં રસ ભરી હરે છે તાપ બધા તરૂણી
મૃતકને કરનાર સજીવન કુંવરી નૃપનણી

**ચન્દ્ર સુશીલા—** ૧૧

આપ વિના અન્યને ન જોતી
સંભારી સ્નેહ રોતી, એ સૂતેલી સેજમા
જાણીને સુપાત્ર એને અર્પ્યું આનંદે
મારા મનડાનું નિરમળ મોતી
મોતી બદલ જ્યોતિ ભર્યું, પ્રેમ રત્ન આપવા
ગોરી રહી છે વખ્ત ગોતો

**ઉતાવળી રતનીઓ—** ૧૨

વીણાવું તુજને ટેટી, હું અજબ ભાવથી ભેટી
છે મુસાફરી બહુ છેટી, રતના લઇલે આ પેટી
વજનદાર છે અપાર આ નહિ ઉપડે મારી બેટી
સુખદાયક સાથે લીધો છે, સઘળો માલ સમેટી
તું મૂક ન એને હેઠી.

ચન્દ્ર— ૧૩

કરૂં કયારે કૃશોદરીથી વ્હાલ ભરી વાતો
પ્રેમ સુધાનું પાન કરીને પ્યારીના ગુણ ગાતો
બની રહયું મન આતુર દેવા સુંદરીને સન્માન
એના કલિત વચન સાંભળવા, તલસી રહ્યા છે કાન
ચક્ષુ પણ ચહે દરશનું દાન,
ઉરમાં આજે અજબ અધીરતા કરી રહી છે સ્થાન
જેણે અમ જીવન જાળવવા મ્હેનત વેઠી મહાન
એમનો ભુલાયના અહેશાન,

ચન્દ્રવિલાસ— ૧૪

આવો આવો ઓરા આવો, હૃદય વલ્લભા રિઝાવો
ભલા ભાવો જણાવો પ્રેમદાનથી,
મોતી મનડાનું જ્યારથી મળ્યું મને કુમાર
હતી ત્યારથી જ પ્રેમરત્ન આપવા તૈયાર
પડયો એ આજ મનોરથ પાર, કરો ઝટ સ્નેહથી આપ સ્વીકાર
એનો થાયે સ્વીકાર અધરપાનથી
મુખથી મુખને આમ મિલાવી, આપ નહિ અભડાવો અમને
આપી હૃદય દ્રગ મેળવી દ્રગથી, તંતકરો તે ઘટે ન તમને
બોલી ત્યાં બાંધી લીધી
પહેરામણી સારી દીધી
કીધું કામણ કામણગારા, માન્યા મનહર મેતો મારા
ભાવો જણાઓ પ્રેમદાનથી

## અંક પહેલો સમાપ્ત.

## અંક બીજો.

ચન્દ્ર વિલાસ— ૧૫

પ્રેમનો પંથ ભર્યો કંટકે
મથે લાખ એમાંથી કોકજ, લાભ મેળવી શકે
વિઘ્ન તાતના આગમ કેરૂં આવ્યું પ્હેલી તકે
ટેકપણુ કહો કયાં લગી ટકે
લખી કર્મમાં કેદ આ રહી ઉમેદ સહુ મનમાંહી
છે મન પ્રેમની કેદમાં, તન પડયા કેદમાં આંહી
ટેકપણુ કહો કયાં લગી ટકે

ચન્દ્ર ધાડપાડુ— ૧૬

અમોને તમારા જાણી માફી આ દોષકેરી
દેજો કોડીલા કુમાર
મારાજો છો તો સઘળા કરવાને સહાય મારી
તનતેથી રહેજો તૈયાર
દુઃખ સમે મસ્તકો દેશું
આજ્ઞામાં આધીન રહેશું
બસ ધન્ય છે તમોને, સુખી રાખે ઈશ સૌને
અમોને તમારા જાણી

બાલજોગી રતનીઓ— ૧૭

મને ખવરાવી ભૂલ ઉડી ગઇ કયાં ઉતાંળી
તારી પ્રીતિનો પૂલ તોડયો મેં પ્હેરી પગે પાવડી
રઝળાવ્યો રાંડે મને રાનમાં, કરી પ્હેલાં કબૂલ
બુદ્ધિ શી રીતે ફરી, જાણીનાં શકી જરી મારૂં એ મૂલ
બુડી મર શોધી વડી વાવડી,

ગજસિંહ મગનલાલ— ૧૮

સેવક સેવા કરતો હોયે, નૃપ એમાં ઉપકારશો
જાણી દાસજન મારા દુઃખનો, નેહે આપ નિવારશો
આવું ફરી ન ઉચારશો, મ્હોટપ દઈ ન મારશો
શરણ ગૃહ્યું છે આપનું સાચું તરણી મારી તારશો
નિર્ભયતા ઉર ધારશો, હામ ન જરી એ હારશો
કરીશ સજા હું તુરત હવે; છે અધમ જનોનો ભાર શો

બાલજોગી દુશીલા— ૧૯

લૂંટી મારૂં જોબનીયું આપ જોગી બાલુડા
ભેખ આ ભગવો અંગથી ઉતારી
છાપવા અજબ પ્રેમતણી છાપ જોગી બાલુડા
તુરત સરસ ભોગ લ્યો સ્વીકારી
જોગી બની રમીએ કદી જારી તો શી ગતી કહો થાએ અમારી
આપ પ્રભુ ને હું છું પુજારી સેવામાં ગાળીશ જીંદગી સારી
જાઉં વારી જાઉં વારી નિરખી આજ છબી પ્યારી

બાલજોગી, દુશીલા— ૨૦
નાચો—

વ્હેલા આવજોરે, જોગી મહારાજ રૂડા લૂંટવાને લાગ
હું એ જોઉં છું રે શું છે વીલબ ત્યાગે ઉઠવાને આગ
ચુકું હું કેમ રસમય પ્રેમની કળી ચૂંટવાને
અહિથી તું છુટવાને, ભાગ, ભાગ, ભાગ,
છે ના કંઈ વાર તારા પાપનો ઘટ ફૂટવાને
અહિંથી તું છુટવાને ભાગ, ભાગ, ભાગ,

બાલજોગી પ્રાણલાલ— ૨૧

મહારાજ કષ્ટ મુજ કાપો
સુખમહીં દાસગણી સ્થાપો
એ નારીથી મેળવી આપો,
છોડો ચાળા લ્યો આ માળા
કરમ હવે કરશો નહિ કાળાં
સુખ મહીં દાસ ગણી સ્થાપો
ચાલો ત્યારે, ચડીએ બ્હારે
અહીં નથી કંઈએ કામ અમારે

ચન્દ્ર મગનલાલ— ૨૨

વિચારી ખેલજો વીરા દુસ્મન સાથે દાવ
ક્રૂર ભર્યો છે ક્રૂરપણાથી, જોએ કરે કદી ઘાવ
તો હણજો એને હિમ્મતથી, કરી છત્રપતિનો બચાવ
છત્રપતિ જો સામો થશે તો છૂંદી નાખીશ હું સાવ
પ્હોંચશે નક્કિ એ પાર અમારા, નિર્મળ પ્રેમનું નાવ
ચન્દ્ર એ નામ દીપાવજો ચાહે, રાખીને શાન્તિ સ્વભાવ
એથી નથી ઘટવાનો તમારો પૃથ્વીમાં લેશ પ્રભાવ

વિલાસ શુશિલા— ૨૩

ચન્દ્રના દિદાર વિના બાગ આગ જેવો
તનડામાં આપે છે તાપ,
કપુર ચંદનાદી અંગરાગ આગ જેવો
ઉપજાવે વ્યાધિ અમાપ

લાગે અન્ધકાર આટલો પ્રકાશ છે છતાં
ધરો ધીર ચન્દ્ર ઉગશે અમાસ છે છતાં
ધરૂં ધૈર્ય કેમ પુષ્પનો પરાગ આગ જેવો.
તનડામાં આપે છે તાપ
જુઓ કેવી મજેદાર ખીલી આમ્રમંજરી
એણે કામ બાણ તુલ્ય ભીતિ અન્તરે ભરી।
વળી વલ્લરીના વૃંદનો સુહાગ આગ જેવો
તનડામાં આપે છે તાપ

ચન્દ્ર વિલાસ— ૨૪

જાઓ તમે જીવનજી એવું આ મુખથી ઉચરાય નહિ
એમ કર્યા વિણ આપણા કાર્યની સિદ્ધિ કદાપિ થાય નહિ
કષ્ટ અતિશય કાન્ત વિરહનું, ક્ષણપણ હુંથી ખમાય નહિ
બીકું થવું એ ક્ષત્રિ સુતાના ગુણમાં યોગ્ય ગણાય નહિ
ચન્દ્ર અલગ થાતાં ચક્ષુથી કુમુદીની શું કરમાય નહિ
ફરી વિકસે ચન્દ્રોદય થાતાં દાખલો એ દેવાય નહિ

## અંક ૨ જો સમાપ્ત.



## અંક ૩ ત્રીજો

વિલાસ— ૨૫

કષ્ટતણા કાદવમાં લપશી, ક્ષણેક્ષણે ગોથાં ખાતો
જાહીર જીવનથી જુદો થઈ, જીવ અભાગી નથી જાતો
મુજમન માનસરોવર અંદર, નિશદીન નેહ જળે ન્હાતો
હંસ વસે છે દૂર હવે કયાં, વ્યાધીની કરવી શી વાતો,
નીરક્ષીર અળગાં કરવામાં પહેલે નંબર પંકાતો
પક્ષ વગર ઉડી આવે કયાંથી, સ્થાન મહાન વિકટ આતો

વિલાસ— ૨૬

ઉપાધિ તજી દે આવી, ઉપાધિ તજી,
પ્રભુને ભજીલે, આવી ઉપાધિ તજી,
પ્રીતિ નાં થાય પરાણે, એ દુનિયાં આખી જાણે
પતંગ પ્રમાણે મરમાં, હરામી હજી,
આ ભવસિન્ધુથી તરવા, કામ છોડી સારે કામે
કાં મનમાં રાખે નહિ, તું કામી કાળજી,

દુશીલા— ૨૭

રાખી જોગણુનો વેષ, માણું હું એશ
મલમલ ચંદલની સાડી શિરે ઓઢી ફરૂં
મૃગમદની મહાન માળા કલિત કંઠે ધરૂં
વિભૂતિ ભાલ ભરૂં, સમારી છૂટાં કરૂં કેશ, કેશ,
મનહર બાલ જોગી કંથ કરશે મારૂં કહ્યું
સમજું એક પંથમાંહી ડબલ કામ થયું
પ્રાણીઓ પાપ ગયું, હવેનાં બાકી રહ્યું લેશ, લેશ.

દુશીલા રતનીયો— ૨૮

ભાગીજા બસ ભસમાંતું આ આંખેથી દૂર થાતું
હદછોડી અધમ હસમાંતું,
ડસીતું મુજને રાંડ રૂપાળી, બની ખરેખર નાગણ કાળી
ભસ્મ બને મન તુજને ભાળી
જા, જા, શરમાતું

છત્રસિંહ ચન્દ્ર— ૨૯

મગનલાલ ધાડપાડુ—

છત્રને જલ્દિથી કરવાદયો ઠાર
રાહુ રોળી કરો ચંન્દ્ર પ્રકાશ
કર્મે છે નિર્માયેલું જે જરી મિથ્યા ન થાય તે
માનું ઉપકાર હું ચન્દ્રતણો આજ
પુજ્ય સમાન ગણ્યા હતા મેંતો
પણ તરછોડયો હતો આપે તો
ધન્ય છે ઝવેરી મગનલાલને
ફરજ મેં બજાવી મારી
નથી ઉપકાર કીધો કાંઇ
આપો ખુશીથી કન્યાદાન આપ

બાલજોગી દુશીલા— ૩૦

રતનીયો—

વેષ જોગીનો ઉતારો આઝાલી
હેતથી હાથ મારો એએ એઝાલી
ખાલી હઠ છોડીદે થાયે ફ્રજેતો અમારો

એએએ બીએ છે કેવો બિચારો
મારૂં શું આપ નહિ માનો મોહનજી
વાતો કાં કરે કાલીકાલી
પાવા આવી છે પ્રીતિની પ્યાલી
માનો મોહનજી, માનો મોહનજી
ના, ના, દૂરજા,

ઉતાવળી દુશીલા— ૩૧

પ્રાણુલાલ રતનીઓ—

હાંરે રચી કેવી ઠગ બાજી
કીધી પ્હેલાં રાજી
મરૂં હું મનમાં લાજી ઉતાવળી
રાણી થઇને રહીતી તું દાવડી
મારા દોષો કર માફ બધા માવડી
મને પરણેલા પાસ લઇ ચાલતું
કોણ આછે કરીજો સાચો ખ્યાલતું
નકી મારા એ નાથ
હવે ઝાલુ ના હાથ
ચાળા તજો કાનકાળા ભજો
રિસ ન હોય આવડી

દરબારીઓ— ૩૨

છત્રપતિ શીર છત્ર જયજય
સિંહ સરખા શૂરે

જેહના મુખ ઉપર ઝળકે, ન્યાય કેરૂં નૂરરે
દૂખ હઠે જ્યાં દૂરરે
હૃદય જેનું હમેશ ઉત્તમ, ભાવથી ભરપૂરરે
માન્યવર મશહૂરરે

વિલાસ, સખીઓ— ૩૩

સુખપામ સદા સખી તું, રહી ચંન્દ્રસંગ ચાહે
થાજે પ્રિય સ્વામીને, પળી રૂડા પ્રેમ રાહે
ઘડી આજે આનંદની આવી, સુધર્યાં સહુ રીતે મુજ ભાવી
જે વ્હાલ બીજ રાખ્યાં વાવી, તે ફળ્યાં વાહવાહે
સાચી તમારી વાત આ, સખીયો મને સમજાય છે
પ્રભુની કૃપા જો હોય તો, ઇચ્છીત જરૂર પમાાય છે
મનમાનતા પતિને મજા, ચતુરાઇથી તું ચખાડજે
ગુણથી સુયશને મેળવી, આનંદમાં દીન ગાળજે
માનું ઉપકાર તમારો
બા એવું ન આપ ઉચ્ચારો
મુદનાં સમાય મનમાંહે

૩૪

ગરેસા, ધપ, સાસારે, ગગરે, સારેગ,
પપ, ગરે, ગપધસા, ધપ, ધપ, ગરે, ગરેસા,
પધસા, ધપ, સાસારે, ગગરે, સારેગ,
પપ, ગરે, ગપધસા, ધપ, ધપ, ગરે, ગરેસા,
સાગગગ, રેગમમમ, મમપપપ, રેગમમગરેસા,
સાનીધપ, મગરેસા, રેગમ, રેગમ,

મગરેસા, પનીધસા, રેગમસા,
ધીન્નત, ધીન્ના, ધીન્ના, ધીનધીન્ના
તીન, તેકતુન્ના, કીટતકતુન્ના, ધાકીટ ઘીન્ના, ઘીન્ના
ધીતધીત ધીતધીત, ગીડીનક, ગીડીનક
તકઘુમ, ગીડીનક, ધીલાંગ, ધીલાંગ
કીટતા ઘીતા, તક ગદીધનધા, ૧-૨-૩-૪
ગેગેથુના ગેગેથુના, કીટધાધીતા
તકગીડાનકીટ નગધર કીટીતકધા, (૧)
તકગીડાનકીટ નગધર કીટીતકધા, (૨)
તકગીડાનકીટ નગધર કીટીતકધા તકઘુમ
તકઘુમક ધાત્રક ધાધા (૩) ગરેસા

## સમાપ્ત.